# HOHE'S GUJARATI GRAMMAR.




## ગુજરાતી ભાષાનું વ્યાકરણ.

કીંમત ૦-૪ આનો.

૪૩૫૮

The Department of Public Instruction, Bombay.

# A GRAMMAR OF THE GÚJARÁTI LANGUAGE.

BY


SIR T. C. HOPE, K. C. S. I., C. I. E.

LATE EDUCATIONAL INSPECTOR, N. D.


**Thirteenth Edition.**

50,000 Copies.

# ગૂજરાતી ભાષાનું વ્યાકરણ.

ગૂજરાત પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર
હોપ સાહેબે રચ્યું.

તેરમી આવૃત્તિ—૫૦,૦૦૦ પ્રતો.




મુંબાઈ,

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

ઈ૦ સન ૧૮૯૦




કીમત એક આનો.

# PREFACE.



A clear and simple Gujarati Grammar, such as Masters and Pupils could be expected to learn and understand, having long been a desideratum in Vernacular Schools, I in 1858 made this attempt to supply it, freely using whatever materials were within my reach, and more especially two manuscript Grammars written for me; the one by Mr. James Graham, late Head Master of the English School at Surat, and the other by Rao Saheb Bhogilal Pranvalabhdas and Azam Doorgaram Manchharam, the Deputy and Sub-Deputy Educational Inspectors in Kattiawar. Three editions succeeded the first, which were remarkable only for numerous and glaring typographical errors, attributable to my being obliged to entrust the correction of the proof-sheets to the Curator's Department in Bombay. The circulation having now exceeded a lakh and a quarter of copies, it has been thought best to obviate future errors by stereotyping the work and I have at length the satisfaction of correcting the press. I have abstained, after careful consideration, from any enlargement of the text, as it appears to me to have been fully proved by experience, that it contains as much as is requisite for pupils in the best Vernacular Schools, and as they can learn in the period during which they attend them. Additions, such for instance as those derived from Sanskrit Grammar, which some desire, would in most cases be an encouragement of pedantry at the expense of thoroughness. But there is no doubt

that a comprehensive grammatical treatise, embracing the history, idioms, dialects, and entire structure of the language, would be of great use to students at the University, and might be introduced into the Ahmedabad Training School and the "Candidate Classes" of High Schools. I trust that this want may some day be supplied by a native of Gujarat, possessed of that intimate acquaintance with the country and people, without which it were presumptuous and futile to attempt the task.

T. C. HOPE.

*July*, 1867

---

# સાંકળીઉં.

## વ્યાકરણ ભણાવવાવિષે મહેતાજીઓને સૂચના.

છોકરાંને વ્યાકરણ ભણાવવાનો આજલગણ ઘણેકેકાણે એવો ધારો ચાલ્યો આવ્યો છે, કે પહેલાં તો ચોપડીમાં લખેલા નિયમ તેમને પાઠે કરાવવા; ત્યારપછી તે નિયમનો થોડો ઘણો અર્થ સમજાવી વાકયોમાંથી નામ, સર્વનામ, વગેરે ઓળખતાં શીખવી છેલ્લે વાકયોનું વ્યાકરણ કરતાં શીખવવું. પણ એ ધારો છેક ખોટો છે, કેમકે જાણે પહેલા વ્યાકરણના નિયમ, ને પછી તે ઉપરથી ભાષા રચેલી હોય, એપ્રમાણે પૃથક્કરણની રીતે અજાણ્યા નિયમ શીખવી તેના દાખલા આપવા, એ ખરી નિશાળ પદ્ધતિથી ઊલટું છે; ને વળી એવા કઠણ નિયમ નાનાં છોકરાંથી ઘણું કરીને સમજાતા નથી, અને અર્થ સમજ્યાવગર પોપટનીપેઠે પાઠે કરવામાં પોતાની વેળા નકામી કાઢેછે, તથા વ્યાકરણનો અભ્યાસ તેમને ઘણો અઘરો લાગીને ગમતો નથી તેથી તેઓ તેના ઉપર કાંઇ ચિત્ત ન રાખતાં સામાં કાયર થઇ જાયછે.

ખરૂં જોતાં ભાષાઉપરથી વ્યાકરણ રચેલું છે, ને તેનેજ આધારે તે રહેલું છે, માટે ભાષામાંનાં સાધારણ વાકયો લેઇને તેમાંથી સંયોગીકરણપ્રકારે ભેદ, નિયમ, વગેરે કાઢવા, એજ સારી અને ખરી રીત છે. વળી વ્યાકરણ સમજવાને વિચારશક્તિ કાંઈ કેળવાએલી જોઈએ, માટે બહુ નાનાં છોકરાંને તે શીખવવું નહિ. વંચકની ચોથી અથવા જવલે ત્રીજી ચોપડી ચાલતી હોય ત્યારે વ્યાકરણનો આરંભ કરવો.

વ્યાકરણ છોકરાંને મોઢેથી શીખવવું. તેને સારૂ અલાયદો વખત કાઢી ગાલેરીમાં તેવિષે કથિતપાઠ આપવા, ને સર્વ નવી બાબતો પ્રથમ તેમાં દાખલ કરવી. પછી જે ગાલેરીમાં શીખેલા નિયમ ઘેર ચોપડીઉપરથી પાકા કરવાને છોકરાંને કહેવામાં આવે, અથવા વાંચવાનો પાઠ ચાલતી વેળાએ છોકરાંનો અભ્યાસ જારી રહેવાસારૂ તેમની શક્તિ પ્રમાણે પદચ્છેદ* તેમની પાસે કરાવવામાં આવે, તો કાંઇ હરકત નથી.

શબ્દ જુદી જુદી જાતના છે તથા જુદે જુદે પ્રકારે ને કારણસર વપરાયછે એ વાત છોકરાંનાં મનમાં ઉતારવી, એ વ્યાકરણ શીખવવામાં પહેલી પાયરી કહેવાય. એમ થવાને સારૂ છોકરાંને ગાલેરીમાં બેસાડી તેઓ દેખી શકે એવી વસ્તુનાં નામ તેમની પાસે કહેવડા-

---

* પદચ્છેદ એટલે "વ્યાકરણ કરવું."

ની પાટીઆપર લખવાં; પછી તે વસ્તુના કાંઇ ગુણ બતાવે એવા શબ્દ કહેવડાવી લખવા; પછી તે વસ્તુથકી થાય એવી કાંઇ ક્રિયા, ને વળી તે ક્રિયા કેવી રીતે થઈ, એવું દેખાડનારા શબ્દ એજ રીતે લખવા; જેમ, ઘોડો; સારો ઘોડો; સારો ઘોડો દોડે છે; સારો ઘોડો બહુ દોડે છે; તે ( એટલે સારો ઘોડો ) બહુ દોડે છે; વગેરે. પછી લખેલાં નામ, વિશેષણ વગેરેને બદલે બીજાં અને દેખાય નહિ એવાં, નામ કહેવડાવીને લખવાં. સર્વ જાતના શબ્દ જુદા જુદા તરત ઓળખે તથા વાંચવાના પાઠમાંથી કે બીજી કોઈ પણ જગોએથી હરેક કહેલી જાત ઝટ વારમાં કાઢી શકે, ત્યાંસૂધી મહેતાજીએ સદરહુ પ્રમાણે શીખવતા રહેવું. એ રીતે જાત ઓળખતાં આવડ્યું ત્યારપછી એ જાતનાં કયાં નામ પાડ્યાં છે, એટલે તેઓ નામ, સર્વનામ, વિશેષણ, વગેરે કહેવાય છે તે શીખવવું; પરંતુ સમજણ થયાવિના અમસ્તાં નામ શીખવવાં નહિ.

એટલું શીખ્યાપછી મહેતાજીએ જાતિ, વચન, ને વિભક્તિના ગુણ એજ રીતે વાક્યો છોકરાંપાસેથી રચાવીને તથા ફેરવીને સમજાવવાં, તથા નામ સર્વનામનાં રૂપનો મહાવરો કરાવવો, અને તેનો પદચ્છેદ રીતપ્રમાણે કરતાં શીખવવું; પછી ક્રિયાપદના જુદા જુદા ભાગનો ઉપયોગ બતાવી તેમનાં નામ ને પદચ્છેદ શીખવવાં. છેલ્લે પહેલા વર્ગને વાક્યવિચારનો અભ્યાસ કરાવવો, અને તેમાં લખેલા નિયમ લાગુ પડે એવાં ટૂકાં ટૂકાં વાક્યો તથા નિબંધ લખાવવા.

વાંચનારના જાણ્યામાં એ ઉપરથી આવ્યું હશે કે વ્યાકરણ શીખવવાના આરંભમાં માત્ર મોઢેથી સમજાવવું તથા છોકરાંપાસેથી વાક્યો કરાવવાં પડશે, પરંતુ જાતિ, વચન, વગેરેનું થોડું ઘણું જ્ઞાન થયાબાદ જે વાતવિષે ગાલેરીમાં પાઠ ચાલ્યો હોય તે ચોપડી ઉપરથી પાકી કરવા આપી હોય તો હરકત નથી, અને તે વાત સંબંધી વાક્યો ઘેરથી લખી લાવવાને અથવા વર્ગમાં બેશી લખવાને છોકરાંને કહ્યું હોય તો ઘણું સારૂં. એમ કરતાં નિબંધ લખવાનો મહાવરો છોકરાંને ધીમે ધીમે થતો જશે, તથા એમની વિચારશક્તિ પણ ખૂલશે. વળી જો એવાં વાક્યોમાં શબ્દોની જોડણી ચિત્ત રાખીને મહેતાજીના તરફથી તપાસવામાં આવે તો મોઢેથી લખાવી શુદ્ધ અશુદ્ધ તપાસવાનો જુદો પાઠ આપવામાં વેળા જાય છે તે ન જતાં બેઉ કામમાં લાગલોજ સુધારો થશે.

# ગૂજરાતી વ્યાકરણ.



૧. વ્યાકરણ એટલે શુદ્ધ બોલવાની તથા લખવાની વિદ્યા. ગૂજરાતી વ્યાકરણના ચાર ભાગ છે, **અક્ષરવિચાર, શબ્દવિચાર, વાક્યવિચાર,** તથા **કવિતાવિચાર.** પણ આ પુસ્તકમાં પહેલા ત્રણ ભાગનુંજ વર્ણન છે.

૨. **અક્ષરવિચાર** એટલે અક્ષર કેટલા છે તેનો તથા તેમના ભેદનો વિચાર.

૩. એક અથવા વધારે અક્ષર મળ્યાથી કાંઈ પણ અર્થ સમજાય તો તેને **શબ્દ** કહીએ. **શબ્દવિચાર** એટલે નામ, સર્વનામ, અને વિશેષણને વિભક્તિ લાગ્યાથી તથા ક્રિયાપદનાં રૂપાખ્યાપન* ઇત્યાદિ કરવાથી તેમનાં જે રૂપ થાય છે, તથા અવ્યય કેમ વપરાય છે, એ સર્વનો વિચાર.

૪. એક કે વધારે શબ્દથી થએલા પૂરા વેણનો અર્થ અધૂરો રહે નહિ તો તેવા વેણને **વાક્ય** કહેવું. **વાક્યવિચાર** એટલે વાક્યમાં બરાબર રીતે શબ્દ ગોઠવવાની રીત.

---

## ભાગ પહેલો.

### અક્ષરવિચાર.

૫. ગૂજરાતી અક્ષરના પ્રકાર બે છે; **મૂળાક્ષર** અને **જોડાક્ષર.**

૬. **મૂળાક્ષરના** ભેદ બે છે: **સ્વર** અને **વ્યંજન;** તેમાં સ્વર, ૧૨† અને વ્યંજન ૩૪.

---

* કોઇ ક્રિયાપદનાં રૂપ કહેવાં તેનું નામ રૂપાખ્યાપન.

† બીજાં ગૂજરાતી વ્યાકરણમાં ૠ ૠૃ ઌ ૡ એ ચાર સુદ્ધાં સ્વર સોળ ગણેલા છે.

## ૭.—સ્વરનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| અ | ઉ | ઓ |
| આ | ઊ | ઔ |
| ઇ | એ | અં |
| ઈ | ઐ | અઃ |

“અ” ઉપર જે મીંડું તે **અનુસ્વાર,** અને “અ” આગળ જે બે મીંડાં તે **વિસર્ગ** કહેવાય.

૮. એ સ્વરોમાં અ, ઇ, ઉ, એટલા **હ્રસ્વ** એટલે બોલવામાં ટૂંકા છે, બાકીના બધા **દીર્ઘ** એટલે લાંબા છે.

## ૯.—વ્યંજનનું કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ક | ચ | ટ | ત | પ | ય | ષ |
| ખ | છ | ઠ | થ | ફ | ર | સ |
| ગ | જ | ડ | દ | બ | લ | હ |
| ઘ | ઝ | ઢ | ધ | ભ | વ | ળ |
| ઙ | ઞ | ણ | ન | મ | શ | * |

* “ક્ષ” તથા “જ્ઞ” એ બે અક્ષરને આજસુધી મૂળાક્ષરભેગા ગણેલા છે; પણ ખરૂં જોતાં તે જોડાક્ષર છે.

## બારાખડી.

૧૦. સ્વર જ્યારે છૂટા હોય ત્યારે તેમનું રૂપ ઉપલા પહેલા કોષ્ટકમાં લખ્યાપ્રમાણે થાય છે, પણ જ્યારે વ્યંજનમાં મળે છે ત્યારે તેમનો આકાર બદલાઇને નીચેના કોષ્ટક પ્રમાણે થાય છે:—

| "અ" ની નિશાની નથી. | ા કાનો | િ હ્રસ્વ અજ્જુ | ી દીર્ઘ અજ્જુ | ુ હ્રસ્વ વરડું | ૂ દીર્ઘ વરડું |
|---|---|---|---|---|---|
| ે એક માત્રા | ૈ બે માત્રા | ો કાનો માત્રા | ૌ કાનો બેમાત્રા | ં અનુસ્વાર | ઃ વિસર્ગ |

એમને વ્યંજનની સાથે જોડયાથી નીચેપ્રમાણે બારાખડી થાય છે:—*

**ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ**
**ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખઃ**
ઇત્યાદિ.

૧૧. એવી દરેક હારમાં બાર અક્ષર હોય છે, માટે એમાંની કોઇ પણ હારને ગૂજરાતીમાં **બારાખડી** કહે છે, તથા તેને પદ પણ કહે છે.

## જોડાક્ષર.

૧૨. જ્યારે બે અથવા વધારે વ્યંજન એકઠા થાય છે, અને તેઓની વચ્ચે કોઈ સ્વર હોતો નથી, ત્યારે તેને **જોડાક્ષર** કહે છે. એ જોડાક્ષર લખવાની રીત એ છે કે પહેલા વ્યંજનનો પહેલો ભાગ બીજા આખા વ્યંજન અથવા તેના છેલ્લા ભાગની સાથે નીચે લખેલા કોષ્ટક પ્રમાણે જોડાય છે, પણ કેટલાકમાં તો મળેલા કોઈપણ વ્યંજ-

---

* "ઋ" વગેરે ચાર સ્વર વ્યંજનસાથે મળ્યાથી જે અક્ષર થાય છે, જેમ કૃ, કૢ, તેને જોડાક્ષરમાં ગણવાની ચાલ પડેલી છે.

નનું રૂપ વર્તાતું નથી; જેમ "ક્" ને "ષ" મળીને "ક્ષ"; "જ્" ને "ञ" મળીને "જ્ઞ" થાય છે.

### ૧૩. જોડાક્ષરનું કોષ્ટક.

| | ત | ન | મ | ય | ર | વ |
|---|---|---|---|---|---|---|
| ક | ક્ત | ક્ન | ક્મ | ક્ય | ક્ર | ક્વ |
| ત | ત્ત | ત્ન | ત્મ | ત્ય | ત્ર | ત્વ |
| પ | પ્ત | પ્ન | પ્મ | પ્ય | પ્ર | પ્વ |
| સ | સ્ત | સ્ન | સ્મ | સ્ય | સ્ર | સ્વ |

# ભાગ બીજો.

## શબ્દવિચાર.

૧૪. ગૂજરાતી ભાષામાં શબ્દના પાંચ મુખ્ય વર્ગ છે: **નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ,** અને **અવ્યય.**

૧૫. **નામ** એટલે જે શબ્દવડે પ્રાણી, પદાર્થ વગેરે ઓળખાય છે તે; જેમ, માણસ, ઘોડો, પાણી, પવન, મન, બળ, ભલાઇ, રતાશ, રાજકોટ, વિક્રમ, ખપ, દોડ, ઇત્યાદિ.

૧૬. જે શબ્દ નામને ઠેકાણે આવે છે તેને **સર્વનામ** જાણવો; જેમ, તેણે ચોપડી આપી. એ દાખલામાં ચોપડી આપનારને ઠેકાણે "તેણે" એ સર્વનામ લખ્યું છે.

૧૭. **વિશેષણ** બીજા શબ્દનો ગુણ, સંખ્યા, વગેરે દેખાડે છે; જેમ, લાલ, ભુંડો, પાંચ, પાંચમો, લાંબો, રાતો, વગેરે.

૧૮. કરવું, ચાલવું, થવું, ભોગવવું, એ વગેરે મતલબના શબ્દ

**ક્રિયાપદ** છે. ક્રિયાપદે કરીને વાતચીત, વર્ણન, તથા હુકમ કરવામાં આવે છે, તથા પ્રશ્ન પૂછવામાં આવે છે.

૧૯. **અવ્યય** એટલે જે શબ્દના રૂપમાં કાંઈ વધઘટ ન થતાં પોતાને રૂપે હમેશા રહે છે તે; જેમ, અને, તથા, કે, જે, પણ, પાસે, ઉપર, અરે, નીચે, હળવે, ધીમું, વાહ, હા, ના, ઇત્યાદિ. ‡

૨૦. નામ, સર્વનામ, વિશેષણ, અને ક્રિયાપદનાં ઘણાં રૂપને **જાતિ, વિભક્તિ** અને **વચન** હોય છે.

૨૧. **જાતિ** ત્રણ છે. **નરજાતિ, નારીજાતિ,** અને **નાન્યતરજાતિ.**

૨૨. જે શબ્દ નરની પેઠે બોલાય છે, એટલે જેને કેવો લાગે છે, તે **નરજાતિ;** જેમ, દેવ, રાજા, હાથી, લાડુ, દોકડો, વગેરે.

૨૩. જે શબ્દ નારીની પેઠે બોલાય છે, એટલે જેને કેવી લાગે છે, તે **નારીજાતિ;** જેમ, વાત, બાધા, ચોપડી, જૂ, હરડે, જળો, વગેરે.

૨૪. જે શબ્દ નર અથવા નારીની પેઠે બોલાતો નથી, એટલે જેને કેવું લાગે છે, તે **નાન્યતરજાતિ;** જેમ, ગામ, મોતી, ગાડું, વગેરે.

૨૫. ઘણુંકરીને જે શબ્દને છેડે "ઓ" હોય છે તે **નરજાતિ,** અને જેને છેડે "ઈ" હોય છે તે **નારીજાતિ;** પણ જેને છેડે "ઉ" હોય છે તે **નાન્યતરજાતિ.**

૨૬. **વિભક્તિ** એટલે એક શબ્દનો બીજાસાથે ક્રિયા વગેરેનો સંબંધ દેખાડનારા પ્રત્યયસાથેના શબ્દનાં રૂપ*; જેમ, ઘરમાં, માણસને, ગામથી, વગેરે.

૨૭. **વિભક્તિઓ** સાત છે, **પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી.**

---

‡ કેટલાએક અવ્યય નામને ઠેકાણે વપરાય છે, ત્યારે તેમને કેટલીક વિભક્તિ લાગે છે. જેમ, ઉપરનો, ઉપરથી, ક્યારનો, વગેરે.

* પ્રત્યય એટલે એક કે વધારે અક્ષર જુદા હોય તો તેમાં કાંઈ અર્થ નહિ, પણ શબ્દને છેડે આવી તેના અર્થમાં કે સંબંધમાં ફેર પાડે છે તે: જેમ, મનમાં, ડહાપણ, ખાઈને, એમાં "માં," "પણ," "ઈને," એ પ્રત્યય છે.

પહેલીના એકવચનમાં પ્રત્યય લાગતો નથી; પણ બહુવચનમાં "ઓ" પ્રત્યય ઘણે ઠેકાણે લાગે છે.

બીજીનો પ્રત્યય **ને.**
ત્રીજીનો પ્રત્યય **એ.**
ચોથીનો પ્રત્યય **ને.**
પાંચમીના પ્રત્યય **થી, થકી.**
છઠ્ઠીના પ્રત્યય **નો, ની, નું, ના,** તથા **નાં.**
સાતમીનો પ્રત્યય **માં.**

એ સાત વિભક્તિઓ નીચેના દાખલામાં આણી છે.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
વાણોતર શેઠને જાતે કહેવાને પેઢીથી સવારનો બાગમાં ગયો છે.

૨૮. કોઇ વખત બે ત્રણ વિભક્તિના પ્રત્યય એક શબ્દને લાગે છે; જેમ, મારે, ઘરમાંથી, તેનાથી, તેમાંનાએ, વગેરે. એવી વિભક્તિઓ આવે છે ત્યારે એમ કહેવું કે, છઠ્ઠીસાથે ત્રીજી, સાતમીસાથે પાંચમી, છઠ્ઠીસાથે પાંચમી, સાતમી ને છઠ્ઠીસાથે ત્રીજી.

૨૯. **વચન** બે છે, **એકવચન** અને **બહુવચન.**

૩૦. જે શબ્દમાં એકપણું હોય તે **એકવચન,** અને એક કરતાં વધારેપણું હોય તે **બહુવચન.**

## નામ.

૩૧. નામના પ્રકાર બે છે:-

(૧)-વિભક્તિ અથવા બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ જેમાં ફેરફાર થાય છે તે; જેમ, છોકરો, છોકરાથી, છોકરાઓ; એમાં "થી" વિભક્તિનો પ્રત્યય લગાડવાસારૂ "ઓ" નો "આ" થયો છે, તેમજ બહુવચનનો "ઓ*" પ્રત્યય લગાડવાસારૂ "ઓ" નો "આ" થયો છે.

(૨)-વિભક્તિ અથવા બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ જેમાં

* એ વિષે વધારે ખુલાસાને સારૂ પાના ૩૨ માંની ટીપ જોવી.

ફેરફાર થતો નથી તે; જેમ, ગામ, ગામને, ગામો; રાજા, રાજાને, રાજાઓ.

૩૨. જે નામને છેડે 'ઓ' અથવા 'ઉં' છતાં એક ઉચ્ચારે બોલાતાં નથી તેઓ પહેલા પ્રકારનાં છે: એ સિવાય બાકીનાં બધાં બીજા પ્રકારનાં છે.

પહેલા પ્રકારનાં નામને વિભક્તિ અથવા બહુવચનના પ્રત્યય લગાડવાસારૂ તેમને છેડે "આ" થાયછે; જેમ, ઘોડો, ઘોડાઓ, ઘોડાને; ઈંડું, ઈંડાંને.

પહેલા પ્રકારનાં જે નામને છેડે "ઉં" છે તેમનું બહુવચન કરવું હોય તો ઉપર લખ્યા પ્રમાણે "ઉં" નો "આ" કરીને તેના ઉપર અનુસ્વાર કરવો જોઈએ; જેમ, "ઈંડું" એનું બહુવચન "ઈંડા" ઉપર અનુસ્વાર આવીને "ઈંડાં" થાયછે.

પહેલા પ્રકારનાં જે નામને છેડે "ઓ" છે તેમનું બહુવચન કરવું હોય તો ઉપર લખ્યાપ્રમાણે "ઓ" નો "આ" થાય છે, અથવા "ઓ" નો "આ" થઈને પછી "ઓ" લાગે છે; જેમ "ઘોડો" એનું બહુવચન "ઘોડા" અથવા "ઘોડાઓ."

૩૩. બીજા પ્રકારનાં જે નામ નરજાતિ અથવા નાન્યતરજાતિ છે તેમનું બહુવચન બે રીતે થઇ શકે; જેમ માણસ, એનું બહુવચન માણસ અથવા માણસો, ‡ પણ જે નામ નારીજાતિ છે તેમનું

‡ મુંબઇ વગેરે ઠેકાણે છપાયેલી ઘણીએક ચોપડીઓમાં તથા એવી જગાના ઘણાખરા ભણેલા લોકોના બોલવામાં એવા નામને બહુવચનમાં "ઓ" જોડેલો હોય છે. અને વાજબી જોતાં વ્યાકરણના કાયદા પ્રમાણે એકવચન તથા બહુવચનનો ભેદ દેખાડવો જોઇએ. પણ ગુજરાતના લોકોની બોલીમાં નરજાતિ તથા નાન્યતરજાતિના શબ્દના બહુવચનમાં "ઓ" ઘણોખરો આવતો નથી. વાસ્તે અહિંઆં બંને રીત લખી છે. જો બધે ઠેકાણે "ઓ" બોલવાનું મંજુર ન હોય તો વિશેષણ કે ક્રિયાપદ ઉપરથી બહુવચનનો ભેદ ન સમજાય ત્યાં બોલવામાં આવે તો સારૂં.

બહુવચન ઘણું કરીને "ઓ" લગાડયાથીજ થાયછે; જેમ, છોકરી, છોકરીઓ; વાત, વાતો.

## પહેલા પ્રકારના નામનાં રૂપ.

### ૩૪—"ઓ" છેડાનો દાખલો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ છોકરો. | છોકરા, છોકરાઓ. |
| ૨ છોકરાને. | છોકરાને, છોકરાઓને. |
| ૩ છોકરાએ, છોકરે. | છોકરાએ, છોકરાઓએ. |
| ૪ છોકરાને (માટે, સારૂ.) | છોકરાને (માટે, સારૂ); છોકરાઓને (માટે, સારૂ.) |
| ૫ છોકરાથી-થકી. | છોકરાથી-થકી; છોકરાઓથી-થકી. |
| ૬ છોકરાનો-ની-નું-ના-નાં. | છોકરાનો-ની-નું-ના-નાં; છોકરાઓનો, વગેરે. |
| ૭ છોકરામાં. | છોકરામાં, છોકરાઓમાં. |

એ ઉપલા દાખલામાં અને બીજે ઠેકાણે જ્યાં ૧, ૨, ૩, ૪, વગેરે આંકડા લખેલા છે, ત્યાં પહેલી, બીજી, ત્રીજી, ચોથી; વગેરે વિભક્તિઓ જાણવી.

### ૩૫.—"ઉ" છેડાનો દાખલો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ઇંડું. | ઇંડાં. |
| ૨ ઇંડાને. | ઇંડાંને. |
| ૩ ઇંડાએ, ઇંડે. | ઇંડાંએ. |
| ૪ ઇંડાને (માટે, સારૂ.) | ઇંડાંને (માટે, સારૂ.) |
| ૫ ઇંડાથી-થકી. | ઇંડાંથી-થકી. |
| ૬ ઇંડાનો-ની-નું-ના-નાં. | ઇંડાંનો-ની-નું-ના-નાં. |
| ૭ ઇંડામાં. | ઇંડાંમાં. |

## ૩૬.—બીજા પ્રકારનાં નામનાં રૂપ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ નામ. | નામ, નામો. |
| ૨ નામને. | નામને, નામોને. |
| ૩ નામે. | નામે, નામોએ. |
| ૪ નામને (માટે, સારૂ.) | નામને કે નામોને (માટે, સારૂ.) |
| ૫ નામથી-થકી. | નામથી કે નામોથી-થકી. |
| ૬ નામનો-ની-નું-ના-નાં. | નામનો કે નામોનો-ની-નું-ના-નાં. |
| ૭ નામમાં. | નામમાં, નામોમાં. |

## ૩૭.—"ઈ" છેડાનો દાખલો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ ચોપડી. | ચોપડીઓ. |
| ૨ ચોપડીને. | ચોપડીઓને. |
| ૩ ચોપડીએ. | ચોપડીઓએ. |
| ૪ ચોપડીને (માટે, સારૂ.) | ચોપડીઓને (માટે, સારૂ.) |
| ૫ ચોપડીથી-થકી. | ચોપડીઓથી-થકી. |
| ૬ ચોપડીનો-ની-નું-ના-નાં. | ચોપડીઓનો-ની-નું-ના-નાં. |
| ૭ ચોપડીમાં. | ચોપડીઓમાં. |

૩૮. કેટલાંએક નામ એકવચનમાંજ રહે છે; જેમ, ઘી, ખાંડ, ગોળ, શાકર, પાણી, માટી, દેવતા, ભોંય, કપાસ, જીરૂં, હીંગ, મેથી, ખડ, ઘાસ, સુરત, ઇત્યાદિ.

૩૯. કેટલાંએક નામ બહુવચનમાંજ રહેછે; જેમ, ઘઉં, મગ, અડદ, તલ, મરી, ઇત્યાદિ.

---

## સર્વનામ.

૪૦. સાત શબ્દને સર્વનામમાં ગણ્યા છે; હું, તું, તે, આપણ, આપ, પોતે, અને કોણ.

## સર્વનામનાં રૂપ.

૪૧.—પહેલો પુરૂષ "હું."

નર, નારી, તથા નાન્યતરજાતિ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ હું. | અમે.* |
| ૨ મને. | અમને. |
| ૩ મેં. | અમે. |
| ૪ મારે (માટે, સારૂ.) | અમારે (માટે, સારૂ.) |
| ૫ મારાથી-થકી; મજથી; હુંથી. | અમારાથી-થકી; અમથી. |
| ૬ મારો-રી-રૂં-રા-રાં. | અમારો-રી-રૂં-રા-રાં. |
| ૭ મારામાં. | અમારામાં, અમમાં. |

### બીજે રૂપે બહુવચન.

" આપણ. "

| | |
|---|---|
| પહેલી. | આપણે, આપણ. |
| બીજી. | આપણને. |
| ત્રીજી. | આપણે. |
| ચોથી. | આપણે (માટે, સારૂ.) |
| પાંચમી. | આપણાથી-થકી. |
| છઠ્ઠી. | આપણો-ણી-ણું-ણા-ણાં. |
| સાતમી. | આપણામાં. |

એક માણસ બીજા માણસની સાથે વાત કરતો હોય, અને તે વાતમાં તે સામા માણસને શામિલ ગણતો ન હોય, પણ તે બીજાને પોતાની સાથે શામિલ કરે, ત્યારે "અમે" વાપરે છે, પણ જ્યારે તે સામા માણસને શામિલ ગણતો હોય ત્યારે "આપણે" વાપરે છે.

* સૂરત મુંબઈના લોકો "અમે" ને ઠેકાણે "હમે" વાપરે છે. એ દસ્તૂર મુસલમાનની બોલી ઉપરથી નીકળેલો જણાય છે.

## ૪૨.—બીજો પુરૂષ "તું.

નર, નારી, તથા નાન્યતરજાતિ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ તું. | તમે. |
| ૨ તને. | તમને. |
| ૩ તેં. | તમે. |
| ૪ તારે (માટે, સારૂ.) | તમારે (માટે, સારૂ.) |
| ૫ તારાથી, તુંથી; તજથી-થકી. | તમારાથી; તમથી-થકી. |
| ૬ તારો-રી-રૂં-રા-રાં. | તમારો-રી-રૂં-રા-રાં. |
| ૭ તારામાં. | તમારામાં, તમમાં. |

### બીજે રૂપે બહુવચન.

"આપ."

| | |
|---|---|
| પહેલી. | આપ. |
| બીજી. | આપને. |
| ત્રીજી. | આપે. |
| ચોથી. | આપને (માટે, સારૂ.) |
| પાંચમી. | આપથી-થકી. |
| છઠ્ઠી. | આપનો-ની-નું-ના-નાં. |
| સાતમી. | આપમાં. |

મોટા માણસની સાથે વાત કરતી વખતે તેમને માન આપવા માટે "તમે" ને ઠેકાણે "આપ" બોલાય છે.

## ૪૩.—ત્રીજો પુરૂષ "તે."

નર, નારી, તથા નાન્યતરજાતિ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ તે. | તેઓ, તે. |
| ૨ તેને. | તેઓને, તેમને. |
| ૩ તેણે. | તેઓએ, તેમણે. |

| | |
|---|---|
| તેને (માટે, સારૂ.) | તેઓને (માટે, સારૂ;) તેમને (માટે, સારૂ.) |
| ૫ તેથી-થકી. | તેઓથી-થકી. |
| ૬ તેનો-ની-નું-ના-નાં. | તેમનો-ની-નું-ના-નાં.<br>તેઓનો-ની-નું-ના-નાં. |
| ૭ તેમાં. | તેઓમાં, તેમનામાં. |

૪૪. "પોતે" તથા "પોતપોતે," એ શબ્દો પુરૂષ સર્વનામની સાથે કોઈવાર વપરાય છે.

## "પોતે"નાં રૂપ.

### પહેલો, બીજો, ત્રીજો પુરૂષ

એકવચન તથા બહુવચન.

નર, નારી, તથા નાન્યતરજાતિ.

| | |
|---|---|
| પહેલી. | પોતે. |
| બીજી. | પોતાને. |
| ત્રીજી. | પોતે. |
| ચોથી. | પોતાને (માટે, સારૂ.) |
| પાંચમી. | પોતાથી-થકી. |
| છઠ્ઠિ. | પોતાનો-ની-નું-ના-નાં. |
| સાતમી. | પોતામાં. |

---

## ૪૫.—"કોણ" નાં રૂપ.

| | |
|---|---|
| પહેલી. | કોણ. |
| બીજી. | કોને, કેને. |
| ત્રીજી. | કોણે, કેણે. |
| ચોથી. | કોને (માટે,સારૂ;) કેને(માટે,સારૂ.) |
| પાંચમી. | કોનાથી-થકી; કેનાથી-થકી. |
| છઠ્ઠી. | કોનો-ની-નું-ના-નાં.<br>કેનો-ની-નું-ના-નાં. |
| સાતમી. | કોનામાં, કેનામાં, કેમાં. |

આ, એ, પેલો, તે, ઓલ્યો, ફલાણો, શું, કયો, જે, ઇત્યાદિ શબ્દો આજસૂધી સર્વનામમાં ગણાતા હતા, પણ આ વ્યાકરણમાં તેમને વિશેષણમાં ગણ્યા છે.

## વિશેષણ.

૪૬. જે શબ્દનો ગુણ, સંખ્યા, વગેરે વિશેષણથી જણાય છે તે શબ્દને **વિશેષ્ય** કહે છે; જેમ રાતો ઘોડો. એમાં "રાતો" એ વિશેષણ, અને "ઘોડો" એ વિશેષ્ય છે.

૪૭. ગૂજરાતી ભાષામાં નામ વગેરે હરેક જાતના શબ્દના ગુણ વિશેષણ બતાવે છે; જેમ, રાતો ઘોડો, મેલો તે, ઘણો સારો, ધીમો ચાલ, થોડું રહીને.

૪૮. વિશેષણ બે પ્રકારનાં છેઃ—

(૧) જેને છેડે જાતિ દેખાડનાર "ઓ," "ઈ," "ઉં" હોય છે તે; જેમ, રાતો, રાતી, રાતું.

(૨) જે ત્રણે જાતિમાં સરખાં છે તે; જેમ, લાલ, સફેદ.

૪૯. વિશેષણ જ્યારે વિશેષ્યવિના એકલું આવે છે ત્યારે નામ પ્રમાણે સર્વ વિભક્તિઓ તેને લાગે છે; જેમ, રાતો, રાતાને, રાતાએ, ઇત્યાદિ.

૫૦. જ્યારે વિશેષણસાથે વિશેષ્ય હોય ત્યારે વિભક્તિઓના છૂટા પ્રત્યય વિશેષણને લાગતા નથી, પણ ઉપર લખેલા પહેલા પ્રકારનાં વિશેષણના છેડાની જાતિ તેના વિશેષ્યની જાતિપ્રમાણે થાય છે, અને વિભક્તિ પ્રમાણે "આ" અથવા "એ" થાય છે; જેમ, રાતો ઘોડો; રાતા ઘોડાને; રાતે ઘોડે; ઘણા લાલ ઘોડાને; ઘણે લાલ ઘોડે; વગેરે.

૫૧. જ્યારે કોઈ વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે છે ત્યારે તે વિશેષણ ક્રિયાપદના ક્રિયાનાથની*જાતિ વચનમાં આવે છે, ને પહેલી

---

* ક્રિયાપદની જાતિ, વચન, કે પુરૂષ જેની પ્રમાણે બદલાય છે તેનુ નામ ક્રિયાનાથ પાડ્યું છે; જેમ, છોકરો ચોપડી વાંચતો. એ વાક્યમાં "વાંચતો" એ ક્રિયાપદનો ક્રિયાનાથ "છોકરો" છે. વળી છોકરે પાટી લખી, એ વાક્યમાં "લખી" એ ક્રિયાપદનો ક્રિયાનાથ "પાટી છે."

વિભક્તિમાં રહે છે; જેમ, રાજા ધીમો હીંડે છે, ગાડી ઘણી દોડી.

૫૨. વત્તા ઓછા ગુણનો મુકાબલો નામની સાથે "કરતાં" અથવા "થી" મેળવ્યાથી થાય છે; જેમ, માણસ પશુકરતાં બુદ્ધિમાન છે; આ ઘર પેલા ઘરથી સારૂં છે.

## ક્રિયાપદ.

૫૩. જે મૂળઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાય છે તે મૂળનું નામ **ધાતુ** પાડ્યું છે; જેમ, આપે છે, આપતો, આપવું, અપાયું, અપાશે એ સર્વનો ધાતુ 'આપ,' અને લખાવે છે, લખાવશે, લખાવાશે, એનો ધાતુ 'લખાવ.'

૫૪. ક્રિયાપદના અર્થપ્રમાણે તેમના ધાતુના પ્રકાર બે છે.*

**(૧) સકર્મક,** એટલે જેના કર્ત્તાની ક્રિયા બીજા માણસ અથવા વસ્તુઉપર લાગુ પડે છે તે; જેમ, લખ, બોલાવ, વેચ, બેસાડ, ફેરવ.

**(૨) અકર્મક,** એટલે જેના કર્ત્તાની ક્રિયા કર્ત્તામાંજ રહીને બીજાઉપર લાગુ પડતી નથી; જેમ, જા, બેસ, પડ, સંતા, દોડ.

૫૫. ધાતુઉપર પ્રત્યય આવીને કેટલાક શબ્દ થાય છે તેમનું નામ કૃદંત પાડેલું છે; તેમાંના ઘણાખરા પોતાના અર્થપ્રમાણે નામ, વિશેષણ, અથવા ક્રિયાપદને ઠેકાણે વપરાય છે, અને તેમને જાતિ વચન લાગે છે; જેમ, કરવો, કર્યો, કરતો, કરેલો, કરનાર, કર્યા, કરતી, ઇત્યાદિ.

પણ કેટલાક કૃદંત એવી રીતે ન ફરતાં અવ્યયરૂપે રહે છે; જેમ, કરી, કરીને, કરતાં.

જાતિ વચન જેને લાગે છે એવા કૃદંતનાં વિભક્તિરૂપ પહેલા

---

* બાળકને જાણવાસારૂ હાલ આ બે પ્રકાર બસ છે; પણ એ બેના પેટામાં બીજા ઘણા ભેદ છે. કેટલાએક ધાતુ પ્રયોજ્ય હોય છે; જેમ, જમાડ, છપાવ:—કેટલાએક ભાવવાચ્ય હોય છે; જેમ, દુ:ખ, ગમ, જોઇએ:—કેટલાએક અનુકરણવાચક હોય છે; જેમ, ગડગડ, બડબડ, ભડભડ.

પ્રકારનાં નામ પ્રમાણે થાયછે, પણ વિભક્તિઓમાંના "ને" પ્રત્યયનો લોપ પણ થાયછે; જેમ, કરવાને, કરવા.

૫૬. કેટલાંએક ક્રિયાપદ બીજા ક્રિયાપદની જોડે આવીને પહેલાંના અર્થમાં કાંઈ વધારે બતાવે છે માટે તેમને **સહાયકારક ક્રિયાપદ** કહે છે. એવાં સહાયકારક ક્રિયાપદના અર્થમાં કાંઇક ફેર પડે છે ને કાંઇક નથી પડતો. અને પોતે જે ક્રિયાપદની જોડે આવેછે તેનો કૃદંત વપરાય છે. જેમ, લખવા માંડયું, બેઠો છે, બેસતો હતો, બેશી જા, લખી ચૂક્યો, મારયો ગયો, જતો રહ્યો હશે, વગેરે. એવી રીતે ક્રિયાપદ આવે ત્યારે એક એક જુદું લેઇને તેનો પદચ્છેદ કરવો.

૫૭. ક્રિયાપદને ભેદ, કાળ, પુરૂપ, જાતિ, અને વચન હોય છે.

૫૮. ભેદ બે છે, **મૂળભેદ** અને **શક્યભેદ;** જેમ, લખે છે, વાંચશે, ખાધું, એ મૂળભેદ; અને લખાય, વંચાશે, ખવાયું, એ શક્યભેદ.

૫૯. છે, હતું, અથવા થશે, એવું નક્કી બતાવે છે તે મૂળ-ભેદ જાણવો.

૬૦. થઈ શકે, થઈ શક્યું, અથવા થઇ શકશે, એવું જે બ-તાવે છે, અથવા જે કર્મણિવાચ્ય છે, તે **શક્યભેદ** જાણવો.

૬૧. મુખ્ય કાળ ત્રણ છે, **વર્ત્તમાનકાળ, ભૂતકાળ,** અને **ભવિષ્યકાળ.**

ચાલતી જે વેળા તે વર્ત્તમાનકાળ, ગઇ જે વેળા તે ભૂતકાળ, અને આવતી જે વેળા તે ભવિષ્યકાળ.

૬૨. વર્ત્તમાનકાળ ત્રણ પ્રકારના છે, **વર્ત્તમાન, અનિય-મિતવર્ત્તમાન,** અને **વિધિવર્ત્તમાન;** જેમ, લખું છું, લખું, લખવું.

૬૩. ભૂતકાળ ત્રણ પ્રકારના છે, **ભૂત, અનિયમિતભૂત,** અને **સંકેતભૂત;** જેમ, લખ્યું, લખતી, લખત.

૬૪. ભવિષ્યકાળ; જેમ, હું લખીશ.

૬૫. **વચન બે છે, એકવચન ને બહુવચન.**

૬૬. દરેક વચનમાં **પુરૂષ** ત્રણ છે, **પહેલો, બીજો,** અને **ત્રીજો;** જેમ, હું છું; તમે છો; તે ગયા.

## સહાયકારક ક્રિયાપદ.

૬૭. કેટલાંએક સહાયકારક ક્રિયાપદ ઘણું કરીને બધાં ક્રિયાપદનાં રૂપાખ્યાપનમાં વપરાય છે, માટે અહીં સકર્મક અને અકર્મક ક્રિયાપદના પહેલાં તે લખેલાં છે. તેમાંનાં કેટલાંએક અધૂરાં છે, એટલે તેમનું બધા કાળમાં રૂપાખ્યાપન થતું નથી.

### ૬૮.—"છ" ધાતુનું રૂપાખ્યાપન.

કૃદંત { છતો, છતી, છતું,
છતાં.

**વર્ત્તમાનકાળ.‡**

| | **એકવચન.** | **બહુવચન.** |
|---|---|---|
| પહેલો પુરૂષ. | હું છું. | અમે છીએ, છૈયે. |
| બીજો પુરૂષ. | તું છે. | તમે છો. |
| ત્રીજો પુરૂષ. | તે છે. | તેઓ છે. |

એ ક્રિયાપદનાં બીજાં રૂપ થતાં નથી.

### ૬૯.—"હો" ધાતુનું રૂપાખ્યાપન.

કૃદંત. { હોવો, હોવી, હોવું; હોનારો, હોનાર;
હોઇને, હોતા.

વર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પ૦ પુ૦ | હું હોઉં છું. | અમે હોઇએ છીએ. |
| બી૦ પુ૦ | તું હોય છે. | તમે હો છો. |
| ત્રી૦ પુ૦ | તે હોય છે. | તેઓ હોય છે. |

અનિયમિતવર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પ૦ પુ૦ | હું હોઉં. | અમે હોઇએ. |
| બી૦ પુ૦ | તું હોય, હો. | તમે હો. |
| ત્રી૦ પુ૦ | તે હોય. | તેઓ હોય. |

‡ એ કાળનું અકરણ રૂપ "નથી" થાય છે.

વિધિવર્ત્તમાનકાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | હોવો. | હોવા. |
| નારીજાતિ. | હોવી. | હોવી,હોવીઓ. * |
| નાન્યતરજાતિ. | હોવું. | હોવાં. |

ભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | હતો, હવો. | હતા, હવા. |
| નારીજાતિ. | હતી, હવી. | હતી, હવી. |
| નાન્યતરજાતિ. | હતું, હવું. | હતાં, હવાં. |

અનિયમિતભૂતકાળ નથી.

સંકેતભૂતકાળ.

| | | |
|---|---|---|
| પ૦ પુ૦ | હોત, હત. | હોત, હત. |
| બી૦ પુ૦ | હોત, હત. | હોત, હત. |
| ત્રી૦ પુ૦ | હોત, હત. | હોત, હત. |

**ભવિષ્યકાળ.**

| | | |
|---|---|---|
| પ૦ પુ૦ | હું હઇશ, હોઇશ. | અમે હઈશું, હોઈશું. |
| બી૦ પુ૦ | તું હશે,હોશે,હઈશ,હોઈશ,હોજે. | તમે હશો, હોશો, હોજો. |
| ત્રી૦ પુ૦ | તે હશે, હોશે, હોજો. | તેઓ હશે, હોશે,હોજો. |

## સકર્મક ક્રિયાપદ.

૭૦.—"લખ" ધાતુનું રૂપાખ્યાપન.

મૂળભેદ.

કૃદંત.

| | |
|---|---|
| લખવો, લખવી, લખવું. | લખતો, લખતી, લખતું. |
| લખ્યો, લખી, લખ્યું. | લખેલો, લખેલી, લખેલું. |
| લખનાર, લખનારો,લખવાનો. | લખેલ. |

* નારીજાતિના બહુવચનમાં ક્રિયાપદનું બીજું ઓકારાંત રૂપ થાય છે; જેમ હતીઓ, ગઇઓ, પણ તે બોલવામાં થોડું આવે છે માટે બધે ઠેકાણે લખ્યું નથી.

લખી, લખીને, લખતાં.

### વર્તમાનકાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૫૦ પુ૦ | હું લખું છું. | અમે લખીએ છીએ. |
| બી૦પુ૦ | તું લખે છે. | તમે લખો છો. |
| ત્રી૦પુ૦ | તે લખે છે. | તેઓ લખે છે. |

### અનિયમિતવર્તમાનકાળ.

| | | |
|---|---|---|
| ૫૦ પુ૦ | હું લખું. | અમે લખીએ. |
| બી૦પુ૦ | તું લખે, લખ. | તમે લખો. |
| ત્રી૦પુ૦ | તે લખે. | તેઓ લખે. |

### વિધિવર્તમાનકાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | લખવો. | લખવા. |
| નારીજાતિ. | લખવી. | લખવી. |
| નાન્યતરજાતિ. | લખવું. | લખવાં. |

### ભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | લખ્યો. | લખ્યા. |
| નારીજાતિ. | લખી. | લખી. |
| નાન્યતરજાતિ. | લખ્યું. | લખ્યાં. |

### અનિયમિતભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | લખતો. | લખતા. |
| નારીજાતિ. | લખતી. | લખતી. |
| નાન્યતરજાતિ. | લખતું. | લખતાં. |

### સંકેતભૂતકાળ.

| | | |
|---|---|---|
| ૫૦ પુ૦ | લખત. | લખત. |
| બી૦પુ૦ | લખત. | લખત. |
| ત્રી૦પુ૦ | લખત. | લખત. |

### ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| ૫૦ પુ૦ | હું લખીશ. | અમે લખીશું, લખશું. |
| બી૦પુ૦ | તું લખીશ, લખશે, લખજે. | તમે લખશો, લખજો. |
| ત્રી૦પુ૦ | તે લખશે. | તેઓ લખશે. |

## શક્યભેદ.

કૃદંત.*

| | |
|---|---|
| લખાવો, લખાવી, લખાવું. | લખાતો, લખાતી, લખાતું. |
| લખાયો,લખાઈ,લખાયું,લખાણું. | લખાએલો, લખાએલી, લખાએલું, લખાએલ. |
| લખાનાર, લખાનારો, લખાવાનો. | |

લખાઈ, લખાઈને, લખાતાં.

વર્ત્તમાનકાળ.

| **એકવચન.** | **બહુવચન.** |
|---|---|
| ૫૦ પુ૦ હું લખાઉં છું. | અમે લખાઇએ છીએ, છૈયે. |
| બી૦પુ૦ તું લખાય છે. | તમે લખાઓ છો. |
| ત્રી૦પુ૦ તે લખાય છે. | તેઓ લખાય છે. |

અનિયમિતવર્ત્તમાનકાળ.

| | |
|---|---|
| ૫૦ પુ૦ હું લખાઉં. | અમે લખાઈએ. |
| બી૦પુ૦ તું લખાય. | તમે લખાઓ. |
| ત્રી૦પુ૦ તે લખાય. | તેઓ લખાય. |

વિધિવર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | લખાવો. | લખાવા. |
| નારીજાતિ. | લખાવી. | લખાવી. |
| નાન્યતરજાતી. | લખાવું. | લખાવાં. |

ભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | લખાયો, લખાણો. | લખાયા, લખાણા. |
| નારીજાતિ. | લખાઈ, લખાણી. | લખાઈ, લખાણી. |
| નાન્યતરજાતિ. | લખાયું, લખાણું. | લખાયાં, લખાણાં. |

અનિયમિતભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | લખાતો. | લખાતા. |
| નારીજાતિ. | લખાતી. | લખાતી. |
| નાન્યતરજાતિ. | લખાતું. | લખાતાં. |

* એમાંનાં કેટલાંએક રૂપ બોલવામાં ઝાઝાં આવતાં નથી.

સંકેતભૂતકાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ૦ પુ૦ | લખાત. | લખાત. |
| બી૦ પુ૦ | લખાત. | લખાત. |
| ત્રી૦ પુ૦ | લખાત. | લખાત. |

ભવિષ્યકાળ.

| | |
|---|---|
| પ૦ પુ૦ હું લખાઇશ. | અમે લખાઇશું. |
| બી૦ પુ૦ તું લખાઇશ, લખાજે. | તમે લખાશો, લખાજો. |
| ત્રી૦ પુ૦ તે લખાશે. | તેઓ લખાશે. |

## ૭૧. અકર્મક ક્રિયાપદ.

"આવ" ધાતુનું રૂપાખ્યાપન.

### મૂળભેદ.

આવવો, આવવી, આવવું. આવતો, આવતી, આવતું.
આવ્યો, આવી, આવ્યું. આવેલો, આવેલા, આવેલું,
આવનાર, આવનારો, આવેલ.
આવવાનો.

આવી, આવીને, આવતાં.

વર્ત્તમાનકાળ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પ૦ પુ૦ | હું આવું છું. | અમે આવીએ છીએ. |
| બી૦ પુ૦ | તું આવે છે. | તમે આવો છો. |
| ત્રી૦ પુ૦ | તે આવે છે. | તેઓ આવે છે. |

અનિયમિતવર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| પ૦ પુ૦ | હું આવું. | અમે આવીએ. |
| બી૦ પુ૦ | તુ આવે, આવ. | તમે આવો. |
| ત્રી૦ પુ૦ | તે આવે. | તેઓ આવે. |

વિવિધર્ત્તમાનકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | આવવો. | આવવા. |
| નારીજાતિ. | આવવી. | આવવી. |
| નાન્યતરજાતિ. | આવવું. | આવવાં. |

ભૂતકાળ.

| | **એકવચન.** | **બહુવચન.** |
|---|---|---|
| નરજાતિ. | આવ્યો. | આવ્યા. |
| નારીજાતિ. | આવી. | આવી. |
| નાન્યતરજાતિ. | આવ્યું. | આવ્યાં. |

અનિયમિતભૂતકાળ.

| | | |
|---|---|---|
| નરજાતિ. | આવતો. | આવતા. |
| નારીજાતિ. | આવતી. | આવતી. |
| નાન્યતરજાતિ. | આવતું. | આવતાં. |

સંકેતભૂતકાળ.

| | | |
|---|---|---|
| પ૦ પુ૦ | આવત. | આવત. |
| બી૦ પુ૦ | આવત. | આવત. |
| ત્રી૦ પુ૦ | આવત. | આવત. |

ભવિષ્યકાળ.

| **એકવચન.** | **બહુવચન.** |
|---|---|
| પ૦ પુ૦ હું આવીશ. | અમે આવીશું, આવશું. |
| બી૦ પુ૦ તું આવીશ, આવશે-જે. | તમે આવશો, આવજો. |
| ત્રી૦ પુ૦ તે આવશે. | તેઓ આવશે. |

**શક્યભેદ.**

અકર્મક ધાતુનાં શક્યભેદનાં રૂપ ત્રીજા પુરૂપ અને નાન્યતરજાતિના એકવચનમાંજ થાય છે.

કૃદંત.*

| | |
|---|---|
| અવાવો, અવાવી, અવાવું. | અવાતો, અવાતી, અવાતું. |
| અવાયો, અવાઈ, અવાયું, અવાણું. | અવાએલો, અવાએલા, |
| અવાનાર, અવાનારો, અવાવાને. | અવાએલું, અવાએલ. |

અવાઈ, અવાઇને, અવાતાં.

વર્ત્તમાનકાળ. અવાય છે.

* એમાંનાં કેટલાંક રૂપ બોલવામાં ઝાઝાં આવતાં નથી.

| | |
|---|---|
| અનિયમિતવર્ત્તમાનકાળ. | અવાય. |
| વિધિવર્ત્તમાનકાળ. | અવાવું. |
| ભૂતકાળ. | અવાયું, અવાએલું, અવાણું, અવાએલ. |
| અનિયમિતભૂતકાળ. | અવાતું. |
| સંકેતભૂતકાળ. | અવાત. |
| ભવિષ્યકાળ. | અવાશે. |

## અવ્યય.

**૭૨.**—અવ્યયના મોટા ભેદ ચાર કસ્યા છે.

૧ ઉભયાન્વયી. ૨ કેવળપ્રયોગી.
૩ શબ્દયોગી. ૪ ક્રિયાવિશેષણ.

**૭૩.—ઉભયાન્વયી અવ્યય** એટલે બે શબ્દ કે વાક્યને જોડનારો શબ્દ; જેમ, રાજા ને રાણી સધાવ્યાં; વાસણ અને લૂગડાં વેચાયાં; એ આવશે તો હું આવીશ; એણે વાંચ્યું, પણ લખ્યું નહિ.

ઘણાખરા ઉભયાન્વયી અવ્યય નીચે લખ્યા છે:—અથવા, અને, એટલે, કદાસ, કદાચ, કદાચિત્, કદી, કદાપિ, કિંવા, કે, કેમકે, કેમજે, જે, જો, તથા, તથાપિ, તો, નહિતો, નીકર, ને, પણ, માટે, રખે, રખેને, વળી.

**૭૪.—કેવળપ્રયોગી અવ્યય** એટલે મનમાં હરખ, શોક, ગભરાટ, નવાઇ, વગેરે ઊપજ્યાથી જે બોલ છૂટો બોલાય છે તે; જેમ, અં, અંઃ, અરરર, અરે, આ, આહા, એ, ઓ, ઓય, ઓયરે, ઓહો, કાં, ખરે, ખરેખર, ખરેખાત, ચૂપ, જોજે, થુઃ, પોઇસ, બસ, ભલે, રે, વા, વાહવાહા, વાહરેવાહ, વારૂ, વારૂવારૂ, સાચે, હત, હડ, હાયહાય, હાઉં, હાશ, હે, હૈં, હો, હાં.

**૭૫.—શબ્દયોગી અવ્યય** એટલે જે અવ્યય શબ્દને જોડાએલો હોય છે, અને જે ક્રિયાપદસાથે સંબંધ રાખે છે તે.

(૧) શબ્દયોગી અવ્યયની પહેલાં શબ્દની સાથે ની, ને ના, એવા છઠ્ઠી વિભક્તિના પ્રત્યય હોય છે, અને કોઇ વખત તે પ્રત્યય જતા પણ રહેછે એટલે તેમનો અધ્યાહાર થાય છે.

( ૨ ) જે શબ્દયોગી અવ્યયની પહેલાં "ની" આવે છે, તેમાંના કેટલાએક નીચે લખેલા છે: અગાઉ, અગાડી, આરપાર, આગળ, આસપાસ, કને, ગોડે, જોડે, પછવાડે, પાછળ, પૂઠળ, પૂઠે, પહેલાં, મેળે, વાંસે, સામું, સામાં, સાથે, પાસે.

( ૩ ) જેની પહેલાં ચતુર્થીનો પ્રત્યય "ને" આવે છે તેમાંના કેટલાએક નીચે લખ્યા છે:—કાજે, માટે, લીધે, વાસ્તે, સારૂ.

( ૪ ) જેની પહેલાં "ના" આવે છે, તેવા નીચે લખ્યા છે:—કરતાં, વડે, વના, વિના, સહિત, સોત, સુદ્ધાં.

**૭૬.—ક્રિયાવિશેષણ અવ્યય** એટલે જે અવ્યય વેળા, ઠેકાણું, રીત, ક્રિયા, નકાર, વગેરે બતાવતાં છતાં ક્રિયાપદનો ગુણ દેખાડે છે તે.

( ૧ ) વેળા દેખાડનારા ક્રિયાવિશેષણ અવ્યય:—

અત્યારે, એટલામાં, ક્યારે, જ્યારે, ઝટ, ઝટપટ, નિત્ય, પરમ, પરાર, પોહોર, વળી, વળતી, હમણા, ઓણ.

( ૨ ) ઠેકાણું દેખાડનારાં ક્રિયાવિશેષણ અવ્યય:—

આમ, આગળ, અહિઆં, ઊંચે, ઉપર, ક્યાં, કહીં, જ્યાં, જહીં, ત્યાં, તહીં, તળે, દૂર, નીચે, પણે, પાછળ, પાસે, બહાર, માંહે, સાથે, હેઠળ.

( ૩ ) રીત દેખાડનારા ક્રિયાવિશેષણ અવ્યય:—

આમ, એમ, કેમ, જેમ, તેમ, હળવે.

( ૪ ) નકાર બતાવનારા ક્રિયાવિશેષણ અવ્યય:—

ન, નહિ, ના, નો, મા.

( ૫ ) ઉપર લખ્યાસિવાય બીજા ઘણી જાતના અવ્યય છે; જેમ, જરા, ઠીક, થોડું, ઘણું, ભલે, સારૂં, અવશ્ય, અંતરીઆળ.

## ૭૭. વિભક્તિઓના અર્થ.

એમાં સાતે વિભકિતઓના શા શા અર્થ થાયછે, એટલે, તે શા શા કામમાં આવે છે, તેની થોડાએક દાખલાસુદ્ધાં વિગત લખી છે.

## ( ૧ ) પહેલી વિભક્તિ.

કર્ત્તા, કર્મ, સંબોધન, પરિમાણ, વગેરે જણાવનારા શબ્દને પહેલી વિભક્તિ હોય છે; જેમ.

કર્ત્તા —**શેઠ** બેઠા છે.

કર્મ —રાજાએ **પરીક્ષા** લીધી.

સંબોધન‡—ગોર **મહારાજ,** કાલે પધારજો.

પરિમાણ —**બે લોટા** પાણી પીવું.

કેટલાએક જગા તથા વખત જણાવનારા શબ્દને પહેલી વિભક્તિ હોય છે; જેમ, મારો ભાઈ **મુંબઇ** ગયો, તમે નિશાળે બએ **ઘડી** જજો.

## ( ૨ ) બીજી વિભક્તિ.

કર્મ હોય ત્યારે, સંબંધાર્થે, શબ્દયોગી અવ્યય જોડે આવે ત્યારે અથવા બીજા કારણને લીધે, શબ્દને બીજી વિભક્તિ થાય છે; જેમ,

કર્મ— શેઠ **વાણોતરને** બોલાવે છે.

સંબંધાર્થે— **રાજાને** બે કુંવર છે.

## ત્રીજી વિભક્તિ.

કર્ત્તા, કરણ, કારણ, પરિમાણ, મૂલ, અંગવિકાર, સાહિત્ય, અધિકરણ, ઇત્યાદિ જણાવનારા શબ્દને ત્રીજી વિભક્તિ થાય છે, જેમ,

કર્ત્તા—**બાપાએ** મને ભણાવ્યો.

કરણ—સિપાઈએ વાઘને **ગોળીએ** માર્યો.

કારણ—**ગરમીએ** મારૂં માથું દુખે છે.

પરિમાણ—બળદ **ઘડીએ** ગાઉ કાપે છે.

---

‡ જે નામને છેડે " ઓ " અથવા " ઉ " હોય તે જ્યારે સંબોધનના અર્થમાં વપરાય ત્યારે " ઓ " અથવા " ઉં " બદલાઇને " આ " થાય છે.

મૂલ —શાકર પાંચ **રૂપિએ** મણ થશે.
અંગવિકાર—તે **કાને** બ્હેરો છે.
સાહિત્ય —તે રાજા **બસેં ઘોડે** આવ્યો.
અધિકરણ—**ભીંતે** કકાનો કાગળ ચોઢ.

## (૪) ચોથી વિભક્તિ.

સારૂ, માટે, એ શબ્દયોગી અવ્યયની પહેલાં ચોથી વિભક્તિ આવે છે.

## (૫) પાંચમી વિભક્તિ.

અપાદાન ( એટલે અવધિ, વિયોગ, ન્યૂનાધિકતા ) કરણ, કારણ, વગેરે જણાવનારા શબ્દને પાંચમી વિભક્તિ હોય છે; જેમ,

અવધિ —**અમદાવાદથી** રાજકોટ એંશી ગાઉ કહેવાય છે.
વિયોગ —હું **સૂરતથી** નીકળ્યો.
ન્યૂનાધિકતા —**રાજકોટથી** જામનગર મોટું છે.
કરણ —તેને **ભાલાથી** માર્યો.
કારણ —**ગરમીથી** મારૂં માથું દુખેછે.

## (૬) છઠ્ઠી વિભક્તિ.

ઘણી જાતના સંબંધ દેખાડવામાં છઠ્ઠી વિભક્તિ કામ આવે છે; જેમ,

| | |
|---|---|
| રાજાનો કુંવર. | હાથની આંગળી. |
| રાજાનો મહેલ. | શેઠનો વાણોતર. |
| નદીનું માછલું. | દીવાનું અજવાળું. |
| રૂપાનો લોટો. | માની દીકરી. |
| મારવાડનો મૂલક. | તે રાતનો જાગે છે. |
| તે સવારનો ભૂખ્યો છે. | એ ચાકર હાથનો ચોખ્ખો છે. |

## (૭) સાતમી વિભક્તિ.

ઠેકાણું જણાવનારા શબ્દને સાતમી વિભક્તિ થાય છે; જેમ,

તે **ઘરમાં** છે. હું **હોડીમાં** બેઠો.

બીજાં કારણથી આવે છે તેના દાખલા:—

**ગળપણમાં** આ બરફી સારી છે.

**પગમાં** કલ્લાં નથી.

**ગળામાં** કંઠી છે.

# ભાગ ત્રીજો.

## વાક્યવિચાર.

૭૮. વાક્ય બે પ્રકારનાં હોય છે, **એકાકી** તથા **સંયુક્ત.**

૭૯. **એકાકી વાક્ય** એટલે જેમાં એક કર્ત્તા તથા એક ક્રિયાપદ નક્કી હોય તે, કર્મ હો અથવા ન હો; જેમ, રાજા બિરાજેલા છે, વાણીઆએ વેપાર કીધો.

૮૦. **સંયુક્ત વાક્ય** એટલે એકથી વધારે વાક્ય મળીને થએલું હોય છે તે; જેમ ઠાકોરે કારભારીને કહ્યું કે, આપણે વેરો ઘટાડવાનો વિચાર કરીએ.

૮૧. **એકાકી વાક્યમાં** ત્રણ મોટા ભાગ હોય છે:—**કર્ત્તા, કર્મ,** અને **ક્રિયાપદ**; જેમ, તેણે ચોપડી લખી.

૮૨. **કર્ત્તા** એટલે ક્રિયાનો કરનાર, અથવા જે શબ્દ કરનારની પેઠે ક્રિયાપદનાં રૂપ પોતાની જાતિ, વચન, પુરૂષ પ્રમાણે ફેરવે છે તે; જેમ, તેણે ચોપડી વાંચી, મારાથી ચોપડી વંચાઇ, તે દોડી, અમે બેઠા.

૮૩. **કર્મ**, એટલે ક્રિયાનો ખમનાર, અથવા જ્યારે ત્રીજી વિભક્તિમાં કર્ત્તા હોય છે ત્યારે જે શબ્દ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ફરે છે તે; જેમ, તેણે ચોપડી વાંચી, રાજાએ ઘોડો લીધો, તેણે ચોરને લાકડી મારી.

૮૪. **ક્રિયાપદ** એટલે શું તે બારમે પાને સમજાવેલું છે. કોઈ વખત વાક્યમાં આ ઉપલા ત્રણ ભાગમાંથી એક કે બેજ માત્ર હોય છે; જેમ, "તે બેઠો," એમાં કર્મ નથી; "વાઘને માર્યો, એમાં કર્ત્તા નથી; "પેટમાં દુખે છે" એમાં કર્ત્તા ને કર્મ બે નથી.

૮૫. એકાકી વાક્ય માંહેલા બીજા બધા શબ્દ ઉપર લખેલા

ત્રણ મોટા ભાગમાંથી કોઇની પણ સાથે સંબંધ રાખે છે; જેમ "તે મહેનતુ છોકરાએ ઘણી થોડી મુદ્દતમાં સાફ ચોપડી લખી;" એમાં "તે મહેનતુ" એ બે શબ્દ "છોકરાએ" એ કર્તાસાથે સંબંધ રાખે છે, "ઘણી થોડી મુદ્દતમાં" એ "લખી" એ ક્રિયાપદસાથે સંબંધ રાખે છે. અને "સાફ" એ "ચોપડી" એ કર્મસાથે સંબંધ રાખે છે.

૮૬. વાકયોમાં ઘણું કરીને પહેલો કર્તા, તે પછી કર્મ, અને છેલ્લે ક્રિયાપદ આવે છે.

## અધ્યાહાર.

૮૭. હરેક માણસ કોઇ પ્રસંગે ઉતાવળે કે બીજા સબબથી એવી રીતે બોલે છે અથવા લખે છે કે, બોલવા લખવામાં શબ્દ, પ્રત્યય, વગેરે રહી જાય છે, અથવા આગલા વાકયમાં કહેલા કેટલાક શબ્દ પાછલા વાકયમાં ઘણું કરીને બોલાતા નથી, પણ આગળ પાછળ પ્રસંગ ઉપરથી સાંભળનાર તથા વાંચનાર સમજી લે છે, એ સમજણનું નામ **અધ્યાહાર** છે. તે જેમાં આવે છે, એવાં વાકયના દાખલા નીચે લખ્યા છે.

| બોલવામાં આવે છે તે વાકય. | અધ્યાહાર. |
|---|---|
| તે પાંચ ગાઉ ચાલ્યો, તમે કેટલા ? | ગાઉ ચાલ્યા. |
| શેઠ તે શેઠ ,ને ચાકર તે ચાકર. | જાણવો. |
| કેમ આવશો કે ? | નહિ આવો. |
| હમણા લો તો ખરા. | પછીની વાત પછી. |
| રામજી કામ કરશે ને તું નહિ કરે ? | કામ. |
| જાઓ, પછવાડેથી આવું છું. | હું. |
| તે ફરવા ગયો. | તે ફરવાને સારૂ ગયો. |
| રૂપિઆ લીધા ત્યારે ઊઠયો. | તેણે રૂપિઆ લીધા ત્યારે તે ઊઠયો. |
| પાટીઆપર. | પાટીઆની ઉપર. |
| ઘરપાસે. | ઘરની પાસે. |
| રહ્યાપછી. | રહ્યાની પછી. |

## નામ.

નિયમ.

૮૮. જ્યારે ઘણાંએક નામ એક બીજાસાથે સંબંધ રાખે છે, અને તેઓને સરખીજ રીતે વિભક્તિ તથા શબ્દયોગી અવ્યય લાગુ પડે છે, ત્યારે છેલ્લા નામની સાથે તે અવ્યય જોડ્યાથી અર્થમાં કાંઈ ફેર પડશે નહિ; જેમ,

લુચ્ચા, ઠગારા, જૂઠા, તથા ચોરની સાથે વાત કરવી નહિ.
ભલા, શાણા, તથા વિદ્વાનની પાસે હમેશા બેસવું.

### અથવા.

સઘળાં નામને પહેલી વિભક્તિમાં રાખીને "એ" વિશેષણના બહુવચનને શબ્દયોગી અવ્યય જોડ્યાથી પણ ચાલશે; જેમ, લુચ્ચા, ઠગારા, જૂઠા, ચોર, એમની સાથે વાતચીત કરવી નહિ; ભલા શાણા, તથા વિદ્વાન, એમની પાસે હમેશા બેસવું.

## વિશેષણ.

નિયમ ૧.

૮૯. વિશેષ્યની જાતિ વચન પ્રમાણે વિશેષણને જાતિ વચન લાગે છે; પણ વાક્યમાં વિશેષ્ય હાજર હોય તો વિભક્તિના છૂટા પ્રત્યય જતા રહે છે; જેમ, રાતો ઘોડો, રાતા ઘોડાને.

નિયમ ૨.

૯૦. એકથી વધારે વિશેષ્ય જુદી જુદી જાતિનાં હોય તો તેમનાં વિશેષણ ઘણું કરીને નાન્યતરજાતિના બહુવચનમાં લખાય છે; જેમ, અંગરખું, દુપટો, ને પાઘડી સારાં છે; એનાં માબાપ ભલાં છે.

નિયમ ૩.

૯૧. માન આપવાસારૂ એક વચનને બદલે બહુવચન વાપરવાની રીત છે, વિશેષ્ય નારીજાતિ હોય, ત્યારે વિશેષણ નાન્યતરજાતિમાં થાય છે; જેમ, મારા બાપ સારા છે; મારાં મા સારાં છે.

૯૨. **એકજ** અથવા જુદી જુદી જાતિનાં બે અથવા વધારે નામના ગુણ દેખાડનારાં વિશેષણ તેમની પાસેનાજ નામની સાથે જાતિ તથા વચનમાં સંબંધ રાખે છે; જેમ, જો ઇહાં ડાહ્યો પુરૂષ કે સ્ત્રી હોય; જો તે મજબૂત જાડો બળદ કે ગાય આ ઠેકાણે હોત; જો ધોળું કૂતરૂં અને વાઘ લડત; ગાય કે ઘોડો લંગડો હોય; બિલાડી કે કૂતરો મુએલો પડ્યો હશે; બળદ કે ભેંસ માંદી પડી.

## ક્રિયાપદ.

### નિયમ ૧.

૯૩. ક્રિયાનાથના પુરૂષ, જાતિ, વચન ક્રિયાપદને હોય છે; જેમ ગાય આવી; તેણે મેવો ખાધો; સાહુકારે રૂપિઆ ભર્યા; મારાથી બેસાયું. જ્યારે ક્રિયાપદ કૃદંતરૂપ થઇને તેને સહાયકારક ક્રિયાપદ લાગે છે ત્યારે એઉનો ક્રિયાનાથ એકજ હોય છે. જ્યારે ક્રિયાનાથ કર્મ છે ત્યારે ક્રિયાપદ ત્રીજાજ પુરૂષમાં રહે છે.

### નિયમ ૨.

૯૪. જ્યારે ક્રિયાનાથ **કર્ત્તા** હોય છે ત્યારે **કર્ત્તરીપ્રયોગ** થાય છે; જેમ, હું બોલું છું; તે લખતો; છોકરાં ભણતાં હતાં.

૯૫. જ્યારે ક્રિયાનાથ કર્મ હોય છે ત્યારે **કર્મણીપ્રયોગ** થાય છે; જેમ, મેં ચોપડી વાંચી; તેણે કાગળ લખ્યો.

૯૬. જ્યારે કર્ત્તા અથવા કર્મ ક્રિયાનાથ ન છતાં ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ થાય છે ત્યારે **ભાવેપ્રયોગ** કહેવો; જેમ, મારે બેસવું; મારાથી બેસાયું; મારે જોઇએ; પેટમાં દુખે છે. ભાવેપ્રયોગમાંના ક્રિયાપદના રૂપને હમેશા નાન્યતરજાતિ ને એકવચનજ લાગે છે.

**કર્ત્તરીપ્રયોગમાં** કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય છે; **કર્મણીપ્રયોગમાં** ત્રીજીમાં હોય છે; અને **ભાવેપ્રયોગમાં** કર્ત્તા હોય તો તે ત્રીજી વિભક્તિમાં હોય છે; જેમ, હું કામ કરતો હતો, છોકરાએ વાંચ્યું, મારે બેસવું. કર્ત્તરિ તથા કર્મણિપ્રયોગમાં કર્મ

પહેલી વિભક્તિમાં અથવા બીજી વિભક્તિમાં હોય છે; જેમ, છોકરી પેટી ઊઘાડતી હતી; રાજા પ્રજાને પાળે છે; તેણે રોટલી ખાધી; તેણે મને હસાવ્યો.

## નિયમ ૩.

૯૭. ક્રિયાનાથ જુદી જુદી જાતિના હોય તો ક્રિયાપદ ઘણું ખરૂં નાન્યતરજાતિના બહુવચનમાં આવે છે, અને કદી કદી તેની પહેલાં "એ સર્વે" કે "સર્વે" એવા શબ્દ જોડાય છે; જેમ, માબાપ આવ્યાં; કાકી, મામી, ફુઆ, માસા, એ સર્વે કાલે આવ્યાં હતાં.

## નિયમ ૪.

૯૮. ક્રિયાનાથ જુદા જુદા પુરૂષ સર્વનામ હોય ત્યારે જો પહેલો પુરૂષ તેમાં હોય તો ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાં થવું જોઇએ; પણ પહેલો પુરૂષ ન છતાં, બીજો પુરૂષ હોય તો બીજા પુરૂષના બહુવચનમાં ક્રિયાપદ આવે છે, જેમ, તું ને હું જઇશું; હું ને તે વાંચીએ છીએ; તમે ને અમે કાલે વાતો કરીશું; તું ને તે કાલે જજો.

## નિયમ ૫.

૯૯. ક્રિયાનાથ એકવચનમાં છતાં તેને માન આપવા સારૂ બહુવચનમાં ક્રિયાપદ આવે છે; જેમ, મહારાજ પધાર્યા.

તેમજ ક્રિયાનાથ નારી હોય તો ક્રિયાપદ ઘણું કરીને નાન્યતરજાતિના બહુવચનમાં બોલાય છે; જેમ, મારાં માશી સાજાં થયાં; તમારાં સાસુજી સાજાં તાજાં તો છે?

## નિયમ ૬.

૧૦૦. મૂળભેદનું ક્રિયાપદ શકયભેદમાં આવે તો પ્રથમનો કર્ત્તા કારણ થાય છે, અને કર્મ શકયભેદવાળા ક્રિયાપદનો કર્ત્તા થાય છે; જેમ, "સિપાઇ ચોરને પકડે છે," ને "સિપાઇથી ચોર પકડાય છે." એમાં પહેલા વાકયમાં "સિપાઇ" કર્ત્તા છે, તે બીજા વાકયમાં કારણ છે, ને પહેલા વાકયમાં "ચોરને" કર્મ છે, તે બીજા વાકયમાં કર્ત્તા છે. શકયભેદવાળા ક્રિયાપદને કર્મ થતું નથી.

નિયમ ૭.

૧૦૧. મૂળભેદનું અકર્મકક્રિયાપદ શક્યભેદમાં આવે તો પ્રથમનો કર્ત્તા કારણ થાય છે અને ક્રિયાપદનો ભાવ કર્ત્તા ગણાય છે; જેમ, "હું બેઠો" અને "મારાથી બેસાયું" એમાં પહેલા વાક્યમાં **"હું"** કર્ત્તા છે તે બીજા વાક્યમાં કારણ થયો, અને, **"બેસાયું"** એને ભાવ કર્ત્તા સમજવો.

નિયમ ૮.

૧૦૨. અકર્મક ક્રિયાપદનું ક્રિયાવિશેષણ કોઈ વખત નાન્યતરજાતિમાં આવે છે; જેમ, તે ઘણો દોડયો, તે ઘણું દોડયો.

**૧૦૩. પદચ્છેદ ( એટલે વ્યાકરણ ) કરવાની રીત.**

**( ૧ ).—"તે ચીન ગયો હતો".**

**"તે"** ત્રીજો પુરૂષ સર્વનામ, પહેલીનું એકવચન.
**"ચીન"** નામ, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.
**"ગયો"** કૃદંત, નરજાતિ, પહેલીનું એકવચન.
**"હતો"** અકર્મક ક્રિયાપદ, હો ધાતુ, નરજાતિ, મૂળભેદ, ભૂતકાળ, ને એકવચન.

**( ૨ ).—"તે બેસે તો મને કહેજો."**

**"તે"** ત્રીજો પુરૂષ સર્વનામ, પહેલીનું એકવચન.
**"બેસે"** અકર્મક ક્રિયાપદ, બેસ ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, ને એકવચન.
**"તો"** ઉભયાન્વયી અવ્યય.
**"મને"** પહેલો પુરૂષ સર્વનામ, બીજીનું એકવચન.
**"કહેજો"** સકર્મક ક્રિયાપદ, કહે ધાતુ, ભવિષ્યકાળ, બીજો પુરૂષ, ને બહુવચન.

**( ૩ ).—"ચાકરે ચાર ઘોડા આણ્યાછે."**

**"ચાકરે"** નામ, નરજાતિ, ત્રીજીનું એકવચન.
**"ચાર"** વિશેષણ, નરજાતિ, પહેલીનું બહુવચન.

"ઘોડા" નામ, નરજાતિ, પહેલીનું બહુવચન.
"આણ્યા" કૃદંત, નરજાતિ, પહેલીનું બહુવચન.
"છે" અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, મૂળભેદ, વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, ને બહુવચન.

(૪)—"તમે જઇને લખાવો."

"તમે" બીજો પુરૂષ સર્વનામ, પહેલીનું બહુવચન.
"જઇને" કૃદંત.
"લખાવો" સકર્મક ક્રિયાપદ, લખાવ ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, બીજો પુરૂષ, ને બહુવચન.

(૫)—"છોકરાંએ માબાપની આજ્ઞા માનવી જોઇએ."

"છોકરાંએ" નામ, નાન્યતરજાતિ, ત્રીજીનું બહુવચન.
"માબાપની" નામ, નાન્યતરજાતિ, છઠ્ઠીનું બહુવચન.
"આજ્ઞા" નામ, નારીજાતિ, પહેલીનું એકવચન.
"માનવી" કૃદંત, નારીજાતિ, પહેલીનું એકવચન.
"જોઇએ" ક્રિયાપદ, જોય ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, ને એકવચન.

(૬)—"છરીએ કરીને કપાયું."

"છરીએ" નામ, નારીજાતિ, ત્રીજીનું એકવચન.
"કરીને" શબ્દયોગી અવ્યય.
"કપાયું" ક્રિયાપદ, કાપ ધાતુ, શક્યભેદ, ભૂતકાળ, નાન્યતરજાતિ, ને એકવચન.

(૭)—"તે ઉતરતાં પાંચમે પગથીએથી પડી ગયો તેથી તેનું માથું ફૂટ્યું."

"તે" ત્રીજો પુરૂષ સર્વનામ, નરજાતિ, પહેલીનું એકવચન.
"ઉતરતાં" કૃદંત.
"પાંચમે" વિશેષણ, નાન્યતરજાતિ, ત્રીજીનું એકવચન.
"પગથીએથી" નામ, નાન્યતરજાતિ, ત્રીજી સાથે પાંચમીનું એકવચન.

**"પડી"** કૃદંત.

**"ગયો"** અકર્મક ક્રિયાપદ, જા ધાતુ, મૂળભેદ, નરજાતિ, ભૂતકાળ, એકવચન; કર્ત્તરિપ્રયોગ, "તે" કર્ત્તા અને "ગયો" ક્રિયાપદ.

**"તેથી"** વિશેષણ, પાંચમીનું એકવચન.

**"તેનું"** ત્રીજો પુરુષ સર્વનામ, નરજાતિ, છઠ્ઠીનું એકવચન.

**"માથું"** નામ, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

**"ફૂટયુ"** અકર્મક ક્રિયાપદ, ફૂટ ધાતુ, મૂળભેદ, નાન્યતરજાતિ, ભૂતકાળ, ત્રીજો પુરૂષ, ને એકવચન, કર્ત્તરિપ્રયોગ, "માથું" કર્ત્તા અને "ફૂટયું" ક્રિયાપદ.

## (૮)—"મારાથી નઠારૂં લખેલું નહિ વંચાય."

**"મારાથી"** પહેલો પુરૂષ સર્વનામ, પાંચમીનું એકવચન.

**"નઠારૂં"** વિશેપણ, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

**"લખેલું"** કૃદંત, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

**"નહિ"** ક્રિયાવિશેષણ અવ્યય.

**"વંચાય"** અકર્મક ક્રિયાપદ, વાંચ ધાતુ, શકયભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, ને એકવચન; કર્ત્તરિ-પ્રયોગ, "લખેલું" કર્ત્તા ને "વંચાય" ક્રિયાપદ.

## (૯)—"મારાથી તે ચોપડી લખાત તો હું લખત."

**"મારાથી"** પહેલો પુરુષ સર્વનામ, પાંચમીનું એકવચન.

**"તે"** વિશેષણ, નારીજાતિ, પહેલીનું એકવચન.

**"ચોપડી"** નામ, નારીજાતિ, પહેલીનું એકવચન.

**"લખાત"** અકર્મક ક્રિયાપદ, લખ ધાતુ, શકયભેદ, સંકેતભૂતકાળ, ત્રીજો પુરૂષ, ને એકવચન; કર્ત્તરિ-પ્રયોગ, "ચોપડી" કર્ત્તા અને "લખાત" ક્રિયાપદ.

"તો" ઉભયાન્વયી અવ્યય.
"હું" પહેલો પુરૂષ સર્વનામ, પહેલીનું એકવચન.
"લખત" સકર્મક ક્રિયાપદ, લખ ધાતુ, મૂળભેદ, સંકેત ભૂતકાળ, પહેલો પુરૂષ, ને એકવચન, કર્ત્તરિ પ્રયોગ, "હું" કર્ત્તા અને "લખત" ક્રિયાપદ.

**(૧૦) "હું સવારે ઊઠીને બહાર જતો."**

"હું" પહેલો પુરૂષ સર્વનામ, પહેલીનું એકવચન.
"સવારે" નામ, નારીજાતિ, ત્રીજીનું એકવચન.
"ઊઠીને" કૃદંત.
"બહાર" ક્રિયાવિશેષણ અવ્યય.
"જતો" અકર્મક ક્રિયાપદ, જા ધાતુ, મૂળભેદ, નરજાતિ અનિયમિતભૂતકાળ, ને એકવચન; કર્ત્તરિપ્રયોગ, "હું" કર્ત્તા અને "જતો" ક્રિયાપદ.

**(૧૧) "વાહ! રાજાના કુંવરપાસે આવાં માણસ જોઇએ!"**

"વાહ!" કેવળપ્રયોગી અવ્યય.
"રાજાના" નામ, નરજાતિ, છઠ્ઠીનું એકવચન.
"કુંવર" નામ, નરજાતિ, છઠ્ઠીનું એકવચન; "ની" નો અધ્યાહાર થયો છે.
"પાસે" શબ્દયોગી અવ્યય.
"આવાં" વિશેષણ, નાન્યતરજાતિ, પહેલીનું બહુવચન.
"માણસ" નામ નાન્યતરજાતિ, પહેલીનું બહુવચન.
"જોઇએ" અકર્મક ક્રિયાપદ, "જોય" ધાતુ, મૂળભેદ, અનિયમિતવર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, ને બહુવચન; કર્ત્તરિપ્રયોગ, "માણસ" કર્ત્તા ને "જોઇએ" ક્રિયાપદ.

**(૧૨) "રામદાસ પોતાના ભાઇને સાથે લાવ્યો છે."**

"રામદાસ" નામ, નરજાતિ, પહેલીનું એકવચન.
"પોતાના" સર્વનામ, છઠ્ઠીનું એકવચન.
"ભાઇને" નામ, નરજાતિ, બીજીનું એકવચન.

"**સાથે**" ક્રિયાવિશેષણ અવ્યય.
"**લાવ્યો**" કૃદંત, નરજાતિ, પહેલીનું એકવચન.
"**છે**" અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, મૂળભેદ, વર્ત્તમાનકાળ, ત્રીજો પુરૂષ, ને એકવચન; કર્ત્તરિપ્રયોગ, "રામદાસ" કર્ત્તા અને "છે" ક્રિયાપદ.

**(૧૩).—"પરમેશ્વરે આપણને જે આપ્યું તેમાં સંતોષ ન માનીને જે પુરૂષ બીજાનું લેવાને ઇચ્છે છે, તેને તે ન મળે અને પોતાની પાસે જે હોય તે પણ જાય.**

ઉપલા વાકયનું પદચ્છેદ ઉપર લખેલી રીત પ્રમાણે કરાવ્યા પછી નીચે લખેલા સવાલ કરીને મહેતાજીએ વાકયરચના પૂછવી.

| **સવાલ.** | **જવાબ.** |
|---|---|
| ૧. ઉપલું વાકય એકાકી છે કે સંયુક્ત છે? | સંયુક્ત છે. |
| ૨. કયાં કયાં એકાકી વાકયથી એ સંયુક્ત વાકય થએલું છે? | ૧ પરમેશ્વરે આપણને જે આપ્યું. ૨. તેમાં સંતોષ ન માનીને જે પુરૂષ બીજાનું લેવાને ઇચ્છેછે. ૩. તેને તે ન મળે. ૪. અને પોતાની પાસે જે હોય. ૫. તે પણ જાય. |
| ૩. એ એકાકી વાકય કયા કયા શબ્દથી સંકળાયાં છે? | "તેમાં," "તેને," "અને," "તે." |
| . પહેલા એકાકી વાકયમાં ક્રિયાપદ કયું છે? કર્ત્તા કોણ છે, અને કર્મ કયું છે? | "આપ્યું" એ ક્રિયાપદ, "પરમેશ્વર" કર્ત્તા, અને "જે" કર્મ. |
| ૫. પહેલા એકાકી વાકયના ક્રિયાપદ સાથે બીજા કયા કયા શબ્દો સંબંધ રાખે છે? | "આપણને." |

| | |
|---|---|
| ૬. બીજા એકાકી વાકયમાં કર્ત્તાની સાથે બીજા કયા કયા શબ્દો સંબંધ રાખે છે? | "તે .. સંતોષ ન માનીને જે" એ બધા શબ્દો. |
| ૭. એજ વાકયમાં "ઇચ્છેછે," એ ક્રિયાપદ બીજા કયા કયા શબ્દોની સાથે સંબંધ રાખેછે? | "બીજાનું લેવાને." |
| ૮. ત્રીજા એકાકી વાકયમાં "તે" કર્ત્તા કોને વાસ્તે છે? | જે "લેવાને ઇચ્છે છે." |
| ૯. ચોથા એકાકી વાકયમાં "પોતાની પાસે" એ શબ્દ કોની સાથે સંબંધ રાખે છે? | એ વાકયનો "જે" એ કર્ત્તાની સાથે. |
| ૧૦. પાંચમા એકાકી વાકયમાં "પણ" એ શબ્દ કોની સાથે સંબંધ રાખે છે? | "જાય" એ ક્રિયાપદની સાથે. |



